૭૮૬

# કનકમાળા

ઉર્ફે

# ગજલનો ભંડાર



રચી પ્રસીધ્ધ કરનાર

લેખક ઈસ્માઈલ રસુલભાઈ

પાંચહાટડી–નડીઆદ.

કીંમત ૦-૧-૦

M.H.SH.

# KANAK MALA



Made by

ISMILEBHAI RASULBHAI POET.

Price o—6—o.

# કનકમાળા

ઉર્ફે

# ગજલનો ભંડાર

છપાવી પ્રસિદ્ધ કરનાર

લેખક ઈસ્માઈલભાઈ રસુલભાઈ
પાંચહાટડી નડીઆદ.

પ્રત ૨૫૦ આવૃતિ ૧ લી સને ૧૯૧૭

ધી શારદા વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. હરજીવન
અમરશીએ છાપી—સાંથ્રીપળી—નડીઆદ.

કીંમત ૦—૬—૦

# પ્રસ્તાવના.

— ❧ —

આ ઉપરથી વાંચક ગૃહસ્થોને અરજ કરવામાં આવેછે કે જો હું એટલો બધો મોટો અને ખાસ કરીનેઅભીમાન ધરાવવા ચ્હાતો નથી. આજકાલના લેભાગુ કવિઓ તથા સાહેરો પોતાના માનાર્થે કવી કહેવા લોકોને સુચવે છે. માણસ માત્રનો કોઈ વખત મગજ પ્રફુલ્લિત થાય છે તે વખતે તેમના મગજ ઘણીસારી પાયરી ઉપર આવીજાય છે આવા વખતમાં મનુષ્ય ચાહે સો કરી શકે છે તેવે વખતે તે ઉદગારોમાંથી કોઇ ઉદગાર કવિતા અથવા ગજલ તથા દોહરા રૂપે નીકળી જાય તે સ્વભાવિક છે તેથી આવા સંજોગે જો આપણા મનુષ્ય તેને કવીની ઉપમા આપે છે અને તેને લીધે તે માણસ કુલીને માન ધરાવે છે માટે અરજ કરૂં છું કે તેમ કરવાથી કઈ કવી કહેવાતા હોત તો આ દુનીયાની અંદર બધા કવીજ હોત. એજ વિનંતી.

લી. આપનો શુભેચ્છક.

લેખક.

# વિશેષ હકીકત

જે કોઇ ગ્રહસ્થને પોતાના નામની અથવા કોઇ દુકાન વિષે તથા કોઈ માલ વિષે અથવા કઇ પણ જાતની ગજલ અથવા દોહરો અથવા કોઈ પણ રાગનું ગાયન બનાવવું હશે તો લેખક તમારી પાસેથી વ્યાજબી કીંમત લઇ બનાવી આપશે.

**વિશેષ હકીકત માટે લેખકને મળો.**

લેખક. ઇસ્માઇલભાઇ રસુલભાઈ.

ઠેકાણું. પાંચહાટડી—નડીઆદ.

## દીકરો.

આ પ્રથમ અહીંથી થાય છે પ્રકાશના આરંભમાં
નથી અભિમાન મારામાં કંઈ દુનીયા તણા આ રંગમાં
ઈસ્માલ મારૂં નામ છે હું રસુલ કેરો દીકરો
માફી લઉ છુ ભૂલની અંતર વિષે આશીષ ધરો.

લી. આપનો શુભેચ્છક.

લેખક.

# અનુક્રમણીકા

# અર્પણ પત્રીકા.

—ગજલ—

ખુદાના વસ્લ ચ્હાનારા અરે મીત્રો સુણો મારા,
ધરી ઉરમાં સ્વીકારી લો સલામો છે અરે મારા.
બનાવી ગજલો આ છે જે નથી કરનાર તે તો હું,
ખુદા જાણે ખુદાએ શુ ચમતકારે ધર્યો છું હું.
નથી શકતી બનાવાની ખુદાની રાહદારીમાં.
કરૂ શુક્રો અદા હું તો ખુદાના સુદ્ધ ચર્ણોમાં.
અભીમાને કરીને કંઇ કદમ આઘે નથી મુકતો,
ખુદાનો માનીને અહેસાન કર્યું છે તે કરી શકતો.
સુણી મીત્રો પ્રવીણ મારાં ચ્હો ખંતથી સ્વીકારી લ્યો,
હશે જો ભુલ તેમાં કંઇ કરી માફી સુધારી લ્યો.

# ખુદાનો રંગ ન્યારો છે.

—ગજલ—

ખુદાના અએ ખરા દુશ્મન ખુદાથી બાહીને ચાલો,
બનાવે ચાહિસો પલમાં, ખુદાનો રંગ ન્યારો છે.
નથી કર્તા બીજો તેનો જગતનો તે ખરો માલીક,
બનાવે રંકને રાજા ખુદાનો રંગ ન્યારો છે.
શરીર તારૂ ઘડયું છે આ ખુદાની બંદગી કરવા,
નકામા છોડી દે ફાંફાં ખુદાનો રંગ ન્યારો છે.
રચ્યા છે સૃષ્ટી ને સાગર વળી સમ તોલમાં આપ્યા,
અજબ છે રાહ તેનારે ખુદાનો રંગ ન્યારો છે
ધરી નયનો નીહાળી લે નથી કીમત અરે તેની,
ઉઘાડી ચર્મ ચક્સુ જો ખુદાનો રંગ ન્યારો છે.
જગતમાં અવતર્યા શાને અહી આવી કર્યું શું ? શું ?
કરી લે બંદગી પ્યારા ખુદાનો રંગ ન્યારો છે.
કર્યા પેમાલ લાખોને બનાવ્યા રંગ બેરંગી,
અજબ દેખી નીહાળી લે ખુદાનો રંગ ન્યારો છે.
નથી રહેતા અભિમાનો ન કોઈ રાખશે કોનો,
ભજીલે જ્ઞાનથી પ્યારા ખુદાનો રંગ ન્યારો છે.
અરે ઇસ્માલ જો ચાહે ખુદાની બંદગી વહાલી,
ધરી ઉરમાં સ્વીકારી લે ખુદાનો રંગ ન્યારો છે.

# દિલને.

—ગજલ—

દિવાના અએ દીવાના દીલ નકામું ક્યાં તુ તફડે છે,
ધરી આશા નકામી ક્યાં સ્વહસ્તે દુઃખ ઝડપે છે.
અરે ભોળા કમળ કુમુદ મધુપ તુ કાં બને દુઃખી,
અજાણ્યુ ના છતાં ભોળા દીવાના દીલ તફડે છે.
જણાએ સુખ દુખ જો! જો! મગર જળ ઝાઝવા સમછે,
નકામું દોડીને દુઃખી થવા કાં દીલ તફડે છે.
નકામી છોડીદે આસા તફડવું છોડી છે ખાલી
અગર જો સ્વાદ ચાખીજો દીવાના દુખ ઝડપે છે



# એક મનહર કોયલને.

—ગજલ—

અરે કોયલ અરે કોયલ, કહી ઉડી કહીં ચાલી;
તજી આ ઝાડ આંબાનું, કહે કોયલ કહીં ચાલી.
અહા જો ઝાડ આંબાનું, રહ્યું ખીલી વસંતે આ;
તજી સીતલ ઘટા ઘાડી, બની શોકીત કહીં ચાલી.
અરે કોયલ રસીક કોયલ, રસીકતા ક્યાં ગઈ તારી;
રસીકતાએ ભરેલું દીલ, કરી ખાલી કહીં ચાલી.
વીના તારા એ નહિ દીપે, વિના એના તું નહિ શોભે;
બનાવી બાગને ઉજ્જડ, કહે કોયલ કહીં ચાલી.



# સરાબી આદમી છીએ.

—ગજલ—

સરાબી આદમી છીએ સરાબી આદમી છીએ,
સનમને ઇશ્ક તો બસ હુયે સરાબી આદમી છીએ;
સનમ સ્વેસ્ય માનીને સરાબે ઇસ્ક પીપીને,
ગુમાવી સુદ્ધ પડયા રહીએ સરાબી આદમી છીએ.
સરાબે ઇસ્કને પીને દઈ દીલ સાદથી પરને,
ભલે સંકટ હુમે સહીએ સરાબી આદમી છીએ;
સરાબે ઇસ્કને પીતા અમે ડીલે નથી ડરતા,
ચડી ઉચે નીચે પડીએ સરાબી આદમી છીએ.
સરાબે ઇસ્કને પીને લગાવીને સમાધીને,
સનમના નામને જપીએ સરાબી આદમી છીએ;
સરાબે ઇસ્કને પીને ભુલીને ભાન તનમનનું,
ખરૂ ખોટું બક્યા કરીએ સરાબી આદમી છીએ.
સનમના નુરને રંગે ફીદા થઇને ભમ્યા કરીએ,
કહે ઇસ્માલ કે ભાઈ નકામા અથડી મરીએ છીએ.

# પ્રભુદ્વારે મળેલાં પુષ્પો.

—ગજલ—

નથી એ પુષ્પ વેચાતા, ન કોઈ લઈ દઈ શકતું;
પ્રભુ દે તે લહે વાલી, સખી આ પુષ્પ નવરંગી
પ્રભુ દ્વારે મળેલા એ, દઇ સ્નેહે સુકાએ છે;
પરસ્પર પ્રેમથી દઇએ, સખી આ પુષ્પ નવરંગી.
સખી આ પુષ્પ નવરંગી, સખી આ પુષ્પ સુગંધી;
ધર્યા પ્રેમે સ્વીકારી લે, સખી આ પુષ્પ નવરંગી.
સખી આદીવ્ય છે પુષ્પો, નહી એ આંખથી દેખે;
હૃદયને ને નીહાળી લૈ, સખી આ પુષ્પ નવરંગી.
સખી આ પુષ્પ સુગંધી, નગણુ તો તે નસુલા છે;
મગર ગણુ તો અમુલા છે, સખી આ પુષ્પ નવરંગી.

# પ્રેમમાં પછડાતું મન.

—ગજલ—

ભયંકર નાર તન વનમાં સમુદ્ર છે નાયકા જાણો,
દીપે મન હાસ્યની ફાંસી ન ભર મન મૃગ ત્યાં ફાવો.
ધનુષ્ય ધારી ભ્રકુટીનું નયના બાણ મારે છે,
મદન છે પારધી વનનો તજી દે બીક ધારીને.
પહાડો સ્તન રહ્યા ઝુકી સરીતા મુક્ત માળની,
અને છે જાળ તેની માય ગતી હસ્તી મદાબાની.
વદે જે મીષ્ટ વચનો તે જરણ અમૃતના ઝરણા,
થવાનો નાશ છે જેનો તો તેનો સ્નેહ પણ કરના.
ખુશીથી માટે મન મૃગ તું ખોલી જ્ઞાન પગ દેને,
કરી લે વાસ નીર્મળ વન વિકટ વનને તજી દેને.

# ધરો મીત્ર ધીરજ.

—ગજલ—

ધરો મીત્રો ધીરજ આખર ખુદાને પણ પ્રસન કરશું,
સમય આવે હરી ઇચ્છિત વરની યાચના કરશું.
અનેરૂં નામ અનેરા કામ અનેરી રાહને રસ્મો,
અમો એવું નગર એક આશીકો માટે વસાવીશું.
બનાવી દેશ બાજારો સુઘડ રસ્તા રચાવીશું.
અને સ્નેહીના હાટો કબાટો લોજના ખુલ્લા મુકાવીશું.
બધે રસ્તે ફરીશું ને કરીશું તેમનો સોદો,
મોલાવી રાજ માસુકથી અમો ભંડારમાં ભરશું.
અરે સુણો પ્રવીણ મીત્રો વળી વીજોગ આદરશું,
હણી વિઘ્નો જગતના હોશ હવેલીમાં મહાલીશું.

દોહરો.

ભમર કમળને ચાહે છે લોભી ચાહે ધન,
વળી ચકોરી ચંદ્રને ક્ષુધાતુર ભોજન.
રોગી ચાહે વૈદને શીખી મન જંખે ઘન.
મીત્ર પત્ર તમ નીરખવા જંખે છે મમ મન

# પ્રેમી લલીતા અને આશક બંશીલાલ

## —ગજલ—

ધ્રુજે કલમ મારી અરે આલેખતા આ વારતા,
દુઃખ થાસે દેખીને સૌ મીત્ર મારા વાંચતા;
દુનીઆ તણા સંસારમાં જે થાય છે તે તો કહું;
લેસ ના અભાવતા અંતર વીસે આશીષ લહું. ૧
નટપુર નગરીનો હતો એક વાણીયો મમ મીત્ર કો,
બંસી હતું જે નામ તેનુ તે પ્રમાણે તે હતો:
માતા પીતા સ્વર્ગે ગયા દુખ દાઇના સંતાપથી.
કાકા કે કાકી કો હતા ભાંડુ બીરાદર કઇ નથી ૨
મમ વય વરસ ચૌદની હતી ભણતો હતો નીશાળમાં.
આ ઉપાધીથી ડરૂ દેતુન સુખ સંસારમાં;
માયા ભલી મુજને ગમે હવે ભણવુ ગમતુ નથી,
પૈસા કમાવી પેટ ભરવુ એ વીના સુઝતુ નથી. ૩
ચાર દીનનો હું ભુખ્યો છુ કામ ના કંઇ સુઝતુ.
આડંબરો ખોટા લઇને મન ઉપાધી મુકતુ;
ચોથે દીવસે મમ મીત્ર કો અમદાવાદનો જે શેઠીઓ.

સાથી ઉપાધી પ્રભુજી ટાળી ત્યાં જઇ હુતો રહ્યો. ૪

પત્ની નવી લાવ્યા હતા મમ પ્રેમી પોશાક મીત્રરે,
પુત્રી હતી એક જુનીને તેના ઉપર દુખ આદરે;
બાળા હતી વય બારની મનમાં ઘણા ઉદવેગ હરે,
સુદર લીલીતા નામ તેનુ મન વિશે આવી ઠરે. ૫

કન્યા કનકની પુતળી મૃગલોચની નયનો હતી,
ચાલ સુદર ચાલતી મમ પ્રેમી મન લોભાવતી
રૂપતો શુ તેહનુ ઇન્દ્ર તણી મનહર પરી,
નયનો ધરી નીચા નીહાળી આવતી મદ નાગણી ૬

એક દીકો વાટમાં સંચોગ સામી થઇ ગયો,
સામા સામા આથડીને પ્રેમ રસ ત્યાં વહી ગયો;
સાસુ હસી તે માહરા મૃગ નયનો નીચા ધરી,
સ્નેહની વાતો કરી સંજોગ સારો આદરી ૭

માતા બીચારીને હતીના કોણ ત્યાં સંભાળ લે,
પ્રેમી પોસક મમ હતા જે નવી પત્ની પાસે રહે,
બાળા બીચારી એકલી તે પળ બળે આધીન હતી.
શું કરે તે એકલી દરરોજ દુખ સંતાપતી. ૮

છો માસતો વીતી ગયા કંઇ નોકરીમાં મન નથી,-
પણ પ્યારી લલીતનો પ્રેમ હવે છેટે કંઇ છુટતો નથી,
સુંદર લલીતા નામ જે ભુલાય ના સ્વપ્ને કદી,
પ્યારી લલીના પ્રેમ તારો છોડાય ના છુટે કદી- ૯
એક દીન અવકાશમાં બન્ને હતાં વાડી વીશે,
સામા સામુ સૂર્ય છોડી વાતો કરતા દુખ વીશે.
કો કામને સંજોગ માટે આવી પત્ની મીત્રની,
હાલત અમારી જોઇને એકદમ તે ગુસ્સે થઇ.— ૧૦
પાછા ઘરે જઇને તુરત સમજાવ્યો પ્રેમી મીત્રને,
જુઓ જરા નયનો ઉઘાડી કાઢોને આ વેઠને.
ઘરમાં રહી તેણે તમારા દુભવી આ પુત્રીને.
દુખ જાણી તેડી લાવ્યા લુણ હરામી મીત્રને.— ૧૧
ભ્રાતાજી હુતો જાઉં છુ ન દોશ દેતા કંઇ મુને,
એ પુત્રીનો મુજ સ્નેહ છે ખોટુ કહુ તે કાં બને.
લલીતને હુ ચાહું છુ તેની ખરે પણ છે ખુશી,
માટે કહુ દુખદાઇથી પરણાવી દોને થઇ ખુશી ૧૨
શુ બોલતાં બ્હેકી ગયો કંઇ ના મુને તો ગણ મળ્યો,
સાપ પાળી વૃધ કર્યો તેનો તો આજે ડંખ ઘર્યો.

ચાલ્યો જા તુ શુ જુવે છે સ્વામ મુખ તારૂ લઈ,
ના ફરીથી આવતો ન કામ છે તારૂ અહી ૧૩
હુ તો ચાલીગો ત્યાંથી ધરીને હામ હૈયા કેર ગીયે,
પ્યારી લલીતા ત્યાં મળી મુને પોળના નાકા વિશે.
બંશીલાલ શુ કયાં ચાલીયા આ અશ્રમાં આશુ ભર્યા.
બસ તમારી સાથે આવુ મુજ તમ પ્રીતમ ઠર્યા. ૪૧
પ્યારી લલીતાને કહ્યો જીવ તેનો મે સંતાપીઓ.
ચાલી ત્યાંથી દુખ ધરી રીચીરોડ પર હુ આ ીઓ
મનમાં ધરૂ ઉપાય ત્યાંતો કઈ હવે સુજતુ નથી,
પ્યારી લલીતનો પ્રેમ ત્યાં ઉદવેગથી મટતો નથી. ૧૫
વીચાર તેવે મે કર્યો જઇને ઉઘાડયુ મમ ઘરે,
હતા પસા જે ઘણા પક્ષ ઉમંગ્યો તે પરે,
માલ કે લાવી અને મેતો બનાવી હાટરે,
મન વીશે અકળાવતાં ન કઇ બીજુ સુજયુ અરે. ૧૬
માસ તણુતો વહી ગયા પૈસા ઘણા પેદા કર્યા.
એક દીકા સ્વપ્નમાં આવી લલીત મનમાં ઠર્યા.
સ્વપ્ન એવુ આવીયુ ન કહેતાં કહેવાય છે,
દુખ તણુ બાળા વીશે વાદળ અરે ઘેરાય છે. ૧૭

જાણે લલીતા ને હમે બેઠા છીએ મોટા વાણમાં,
મધ દરીયે જઈને વાણુ ડુબ્યુ ના ઠર્યું કો હાથમાં.
જાણે લલીતા બુમ પડી ઓ પ્રીય મમ પાસ હો,
આ અનાથ બાળા એકલી ડુબતી તમે ઉગારજો. ૧૮
આખ તેવે ઉઘડી તો ન લલીતા પાસ છે,
વાણુ કે દરીયો નથી કઇ તો અરે મુજ પાસ છે.
ઉધ ના કે આવતી સ્વપ્નુ ઘણુ ખોટુ લહ્યુ,
ખોટા લહી આડંબરોને પરોઢં ત્યાં તો વહી ગયુ. ૧૯
દુકાને જઇ ગમતુ નથી ને કંઇ મને સુજતું નથી,
મન ઉપાધી મુકતુ તનડુ અરે ઠરતુ નથી.
સ્વપ્નનો સો ભેદ છે તે તો અરે સુજતુ નથી,
પ્યારી લલીતાના પ્રેમથી મનડુ અરે ઠરતુ નથી. ૨૦
લયલી વીયોગે હું મરૂં લયલી વીના ગમતું નથી,
ફરવા જતા પણ લયલી લયલી મુને મળતી નથી.
લયલી તણા વીયોગથી તુજ પ્રેમ પણ આવી નડે,
લયલો અરે લયલી વિયોગે પ્રેમ તારો ના ઠરે. ૨૧
એક દીવસ કો કામને લયલી મુને આવી મળી,
મુકી ઉપાધી સઘળી ટાળી પ્રેમની વારી મળી.

એકાંતમાં જઇને હમે સુખ દુખની વાતો કરી,
પ્રેમી લલીત આવી મળી સંજોગ સારો આદરી. ૨૨
સંશારના જે ભુવન વીશે જઇને હમે બન્ને ઠર્યા,
કોક દીન લયલી મળી બસ પ્રેમ ત્યાં તો વહી ગયો.
લયલી ગ્રહી મુજ હાથમાં ચુમ્બન ધર્યું લયલી વીશે,
રે આપળોરે આપળો કો દીવસ ના આવશે. ૨૩
લયલી ઉઠી વસ્ત્રો સમારી ચાલતી થઈ નીજ ઘરે,
અહા બે ઘડી આવી મળી બુજાવીયો મુજ રદયને.
અરે દુષ્ટ અધીરૂ મન તાહરૂ લોભવી બાળા અરે,
નદોશ બાળા છે અરે કુ દ્રષ્ટી તેને કાંકરે. ૨૪
દુષ્ટ પ્રેમી મન કરી ડંડાશે પ્રભુને દ્વારતુ,
મોહને મુકીદે નહીં તો મન અધીરૂ રાખતુ.
બે માસ એમ ત્યાં વહી ગયા લયલી મુને ના સાભળી,
પણ એક દીવસ કો વાતમાં પ્યારી લલીતને સાભળી. ૨૫
ચાર વાગે તે દીવસ ફરવા ગયો હુ સરોવર તીરે,
ચાલ હંસ ન ચાલતી આવતી તી તે ધીરે.
એકદમ નયનો નહાળી અજબ થઈ મારા મણી,
અશ્રુ ભરાયાં આખમાં હુ તો ધીરજ આપુ ઘણી. ૨૬

ધીરજ આપી મેં ઘણી પણ રડતી રહેતી નથી,
સાન મુકી બેભાન થઇ કઇ હઠતો છુટતી નથી,
ધીરજ દઇ દીલાસો દેતા વાત કૈં આવી મળે.
પ્યારી લલીતના લક્ષકો બીજા સંગાતે આદરે. ૨૭
લયલી કહે મજનુ સુણો ઉપાય કંઈ સુંજતો નથી,
મમ દુષ્ટ માતાએ કર્યો છે ક્રોધને તે રૂજતો નથી.
મારુ રદય અધીરૂ છે ધીરજ હવે ધરતુ નથી
જો પીતાજી જુલમ કરશે તો હવે જીવવું નથી. ૨૮
વહાલા પ્રીયા નમતો ગ્રહીને હાથ હવે પાછા હટયા,
આ અનાથ બાળા ડુબતી મુકી તમે પાછા હટયા.
આ જીવ તમને અર્પણ કરૂછુ એમ અદય આ ચાહે છે,
જેને લીધે દુખ આદરુ તે પોતે અળગો થાય છે, ૨૯
દુનીયા તણા સંસારમાં અરે હાય મારુ કો નહી,
પ્રીય મારા તમ હતા તે આજ પણ કોઇ નહી.

મારી સમા દુખીયા પરે પ્રભુ આજ અરજ ગુજારજો,
એકલી જાણી તુરત અરે ત્યાં મુને બોલાવજો. ૩૦
એમ કહી અજબ થેઈ તે અશ્રુ આવ્યા આખમાં,
બે ભાન થઇ નીચે પડીને અશ્રુ ધારા આખમાં.
સાન્ત થારે સાન્ત થા કહીને દીલાસો આપતો,
તરા સમા દુખોયા પરે હુ નીજ કષ્ટ ગુજારતો. ૩૧
સાણી સલુણી માહરી એમ કહી દીલાસો આપતો
સમ છે સલુણી મુજને જો દુખ તારૂ ન કાપુતો,
હાની થશે જો તુજને તો જીવ મારો હુ ધરીસ
મનથી કહુછુ માનુની મરતા પહેલા હુ મરીસ ૩૨
કઇ કઈ દીલાસા આપતા પ્યારી લલીત જાગ્રત થઇ,
તનડુ થારી મન વાધારી પ્રીય તમ પ્યારી થઇ
કઈ કઇ વીચારો પોજતા પ્યારા કહી બોલાવતી,
કઈ કઈ કરુ ચુમન ધરૂ તો પણ રસીલી ચાહતી ૩૩

વાતો કરી હુતો હસ્યો તે પણ હસી મારાભણી,
વખત ત્યાં તો વડી ગયો ચાલતી થઈ ઘર ભણી.
અહા શી સલુણી વજા મનની કઇ કઇ વીચારો ધારતી,
એક પ્યારને માટે કરીને જીવ પોતે આપતી. ૩૪
કલમ મારી થોભતી આ વાત અહીઆથી ધરૂ.
લગ્ન કરવાનું હતુ તેના વીશે તમને કહુ
ભોગી હતો એક વાણીઓ લલીતનો મજનુ હતો,
રૂપીઆ હજાર દસ આપીને લલીતને તે પરણતો. ૩૫
મીયાં હતા ઊમરાવ કરીને ખટપટ તેની આદરે,
ભોગીયાનો સ્નેહી હતો તેથી હીમતો તે ધરે.
લગ્ન દીવસ નકકી કર્યો ત્યાં ખુશ ખુશાલી થઈ રહી,
મંડયો ચોરીર સ્થાત્યાં તો ખુશીઓ થઈ રહી. ૩૬
લગ્નને પહેલે દિવસે મીયાભાઇએ આદર્યું,
વણોતરને મારિને બસ લલતિ સાથે સ્નેહ ધરૂ

ઉમરાવ ત્યાંથી નિસર્યા, આવવા નજિ સેઠ ઘરે
આવતા રસ્તા મહી ખોટા તરંગો તે ધરે 37
બઠા હતા જ્યાં સેઠ ત્યાં તો તે મીયા આવી ઠરે.
સેઠની બુટી સુઘાડી બે ભાનીમાં લાવ્યા ઘરે.
પેટી હતી એક ખાલી તેમાં સેઠને પુર્યા અરે,
પેટી ઉપાડી નીજ ચડ્ડી સાબરમતી ચાલ્યા અરે. 38
રાતનો ત્યાં પોર હતો તેથી ન કોઈ ત્યાં જુએ,
નાખી પેટી પાણીમાં ત્યાં તો તણાતી તે જુએ.
આવી રીતે વાણીયાનો ભોગ આવી અહી થરે,
કાને પડી બંસીને જ્યારે તે ખુસહાઇ બહુ ધરે. 39
જઈને તુરત ખુશહાઇથી લલીતને જઇને તે મળયો,
સાભળ્યુ જે તેહણે તે સંભળાવીને રહયો.
સાભળી લલીતના હર્શનો કઇ પારતો આવે નહી,
હર્શના આસુ ભરાયા વાત આ શુણ્યા સહી. 40

ગાઈ ઉપાધી સઘળો  ટાળી ના રહ્યો સંતાપ કે,
સુખની વારી મળી છે ના ઉપાધી કે રહી.
ચાલો પ્રીયા હવે ઘર તરફ સુખ આનંદ ગુજારીએ,
મનના મનોરથ માહરા સુખદાઇથી ખીલાવીએ.  ૪૧

લઇ લલીતને સાથ હું આવીઓ મમ નીજ ઘરે,
સુખ દુખ તણી વાતો કરી ખીલાવીયો મમ રદયને
બન્ને હમે પાછા તુરત સહન ભુવનને વશ થયા,
મનની ઉપાધી સઘળી ટાળી દુષ્ટ કર્મને વશ થયા. ૪૨

આવી રીતે બન્ને હમે ગુજારતા સુખ દુખ તણા,
માયા તણું કઈ દુખ નથી ધન વીભવ સોધ્યા ઘણા.
મીત્રો મુંને પરણાવવા કોઈ બીજી સાથે આદરે,
ના કહું છું હું  છતાં મનમાં હીમતો તેધરે.  ૪૩

કોઇ કહે ગાડુ મુને અરે કો કહે અકકલ નથી,
પ્રીય મારી લક્ષ્મીને ભુલાવવા કંઈ મન નથી.

લોકો ન્હી ગાડા મુને પ્રીટકાર દેતા મન વિશે,
શા રા. વીચારો યોજવા ઠસતા નથી મમ મન વિશે. ૪૪
તનકુ ઠરે છે માહરૂ બીજી મને ગમતી નથી,
લયલી વીના આ જગતમાં બીજી ન કોનો સ્નેહ નથી.
દુનીયા ભલે જેવું કહે તુવુ કહેવા દો અરે,
લલીતની માળા જપુના બીજુ તો કોઈ છે અરે. ૪૫
એકદી આવી લલીત બંસીને આપી માળરે,
કીમત તેની માળને ત્યાં હશે હજારો થાયરે.
પ્રીય બંશી માહરા આ માળ હુ તમને ધરૂ,
કામની છે માળ તેથી પ્રીય તમ પાસે ધરૂ. ૪૬
માળા આપ્યા ને થયા દીન દસબાર ત્યાં જ્યાહરે,
ચોરી થઇ મોટી ઘણી લલીતના પીતા ઘરે.
આવ્યુ હતુ જે જેટલુ ત્યાં તેટલુ પાછુ ગયુ,
ના રહ્યું તેમાંથી કઈને વીલુ મોઢુ થઇ રહ્યું. ૪૭
ટકતો નપૈસો પુત્રીનો ધન તેહનુ જાતુ રહ્યું,
હતુ તેથી ચોગણુ ચોરને ત્યાં વશ થયુ.
પુત્રી પીતા મનમાં લહે આતો ઘણું ખોટુ થયુ,
પરણાવી બજ પુત્રીને મનમાં અરે મારા હડયુ. ૪૮

પુત્રી આપુ બંસીને એમ દીલ મારૂ ચ્હાય છે.
લલીત ને બંશી વિશે પ્રેમ ખરો દેખાય છે.
લગ્નનુ તો મન ધર્યું દીવસ ખરો નકકી કર્યો,
લલીત ને બંશી વીશે અરે પ્રેમ ત્યાં તો આવી મળયો ૪૯
મંડપો ચોરી રચાયા ધામ ધુમ ત્યાં ખુબ થયા,
બંશીએ આપ્યા હજારો (રૂપીઆ) લલીત પીતાને ધર્યાં.
ખુશીનો ના પાર છે આનંદ વરતાવી રહયો,
લલીત ને બંશી વશે સંયોગ ત્યાં આવી મળયો. ૫૦
કલમ મારી થોભે છે આ વાત અહીયાથી રહી,
લખવાનુ છે જે હજુ લખાઈ ના પુરીરહી.
ભાગ બીજો વાચતા સમજ પડશે મન ભરી,
ભોગીયાને મીયાભાઇની વાતતો આવે મળી. ૫૧



# અમોને પ્રેમ વ્હાલો છે.

## —ગજલ—

નથી પરવા નથી ઈજ્જત નથી જાહોજલાલી કે,
હમે દીલદારની દોરી પકડવાને ગયા તા કે?
હતી ખુબશુરત એક પરીની શીકલ પાતીહા,
હતા નયનો કટારી હા ઘણા ગુલસાદ ત્યાં પાતા.
હમોને કંઈ નથી પરવા હમારો ઇસક વહાલો છે,
અમે બસ પ્રેમને આધીન અમારો પ્રેમ વહાલો છે.
જવાનું લઈનિશ જન્નત નકામાં ફાંફાં મારીને,
અમે બસ પ્યારને મસગુલ અમારો પ્રેમ વહાલોછે.
તમારી જીન્દગાનીમાં નથી કૈં લાભ લેવાનો,
નજર કરતા જુઓ એવી અમારો પેમ વહાલોછે.
કમાવામાં વળીશુંછે કમાવી કોને આપીશુ.
રહો દીલદારમાં માશુક અમારો ધર્મ વહાલોછે.
નવી આંખો નવા નયનો નવો બસ લાવ લેવોછે,
અરે ઈસમાલ જો ચાહે ખુદાનો પેમ વહાલોછે.

# અંધા બનેલાને અરજ



થશો જો પ્રેમના જોગી જગે અલખ જગાવાને,
અરે જો પ્યારને નામે શુખે ગરદન કપાવાને.
તમારી માલ મીલકતને વળી જાહોજલાલીને,
કરો દીલદાર પરવારી તો પણ ચહાવાશુ દીલભરને.
ભરીને ઝેરનુ પ્યાલુ કદાપી આપોએ દીલભર,
કરાવે મૃત્યુ તે હાથે પછી દીલભર શુ કહેવાને.
કિતાબો જ્ઞાનની જુઓ જરા તેમાં નજર ખોલા,
કર્યા પેમાલ લાખોને વળી જાહોજલાલીને.
થએલો લાલ મોહબ્બત નક્કી તે ખાક કરશેરે,
છતી આંખે થવુ મુરખ પડયો ધીક્કાર તેનેરે.
થઇ મસ્તાન મહોબતના દીવાના થઇ દીલબરના,
દીલાસો આપેલા જયારે પછી કરવુ શુ દીલભરને.
તથાપી માર્ગ તે પકડો પછી શુ લાભ થાવાનો,
દિવાના થઈ જસો જયારે રહેમના આવે દીલભરને.
તમારૂ દર્દ એવુશુ દવાતે કાર્યના કરશો,
કરીશુ પ્યારની પરવા અને ચહાવીશુ દીલભરને.

ભયાનક પાડ તોડીને તમેના પ્રેમ મેળવશો
બધા દીલભર દીવાનાછે દીવાનાં ને દીવાના ને
અરે જો પ્રેમછે કાતીબ તમારોને એ દીલભરનો
ખરે એ બરેહમ દીલને ફના થાવા અરે દોને

## ઈનસાફ



## ગજલ

હરબશર ને ફર્જ છે કે ચાહે બસ ઈનસાફને,

છો ભલે ધનવાન હો પણ ચાહે બસ ઈનસાફને
કોમ હો યા દેશહો કેહોભલે મીત્રો તમામ
ન્યાયનો કાંટો હલાવો ચાહે બસ ઇનસાફને
ન્યાયની પામી કસોટી ન્યાયને વળગી રહે
તે બશર વાહ પામસે આ જગતની મોટાઈને
મન સકળનાં મેળવી જાએ ભલે દુનીયા તજી
પણ નામ રહેવાનું સદા આ જગતાં ઝલકાઇને
માટેમારા અએ ડીઅર ગ્રાર પ્યાર કરતુ એટલો
વાહછે સાબાસ લાખો સાજ઼ ગસ ઇનસાફને

A. A. V.

# જાહેર ખબર.

## ફ્રુટના કમીશન એજન્ટ

વાહ શુકે અને લીલો મેવો વેચનાર તથા દરેક જાતના ફ્રુટ વેચનાર કમીસન એજન્ટ હમારે ત્યાં કીફાયત ભાવથીદરેક ચીજ મલશે અને બહાર ગામનો માલ કમીસન લઇને કીફાયત ભાવથી વેચી આપીશુ એક વખત પધારીને ખાત્રી કરો મલવાનુ ઠેકાણુ કોચાટ વગા પાસે નડીઆદ વહોરા ઇસ્માલભાઈ જમાલભાઈ અમદાવાદી બજાર

## ફેનસી સીલાઇ ખાતું

અમારી ફેનસી સીલાઇ ઘડી ઉરમાં સ્વીકારી લ્યો
અહી આવી અરે એક વાર તમો અનુભવથી જોઈલ્યો
અમારા સીવેલા કપડાંમાં નથી કહેવત જરા તેમાં
સ્વીકારીઘડી ઉરમાં લઇ મહોબતથી જુઓ તેમાં

દરજી કરીમભાઇ ઇસ્માલભાઇ

ઠેકાણુ અમદાવાદી બજાર—નડીઆદ

# સહેછે દુખ તુ સાને

અરે ઓ પ્રેમના ઘેલા નકામુ તુ મરે શાને,
નકામા તુ ધરી આશા સહેછે દુખતુ શાને.
લગાયો કાટોછે તુજને થયો તુ પ્રેમને આધીન,
રહય તારુ દગા બાજી જણાસે ના કહીતુને,
ધવલ સર્વે તું દીગ્ધ જાણી નકામો તુકુલે સાને.
સુખીથી પ્રેમી બેપરવા નકામી ગાઠ બાંધે તુ,
અજાયબ પ્રેમ મસ્તીમાં ખુવારી તુ બને શાને.
ઇશક છે ડંખ પ્રીતીનો વીકટ છે સ્નેહ નો રસ્તો,
નથી તકસીર એ તારી નકામુ બાળે દીલ શાને.
કરી ખામોસ પછાડામાં નકામોથાતુ ના બાહોશ,
કરીને દર્દ દીલ દરીઆ વફાઇમાં મરે સાને.
જગતના બેવફાઇથી થયો ઇસ્માલ તું ભુડો,
અભીમાને કરીને તુ ધરેછે હરકદમ સાને.
જગતના સ્વાર્થી છે લોકો સુપહ્લવથી અલગ કરતાં.
ધરીને સ્વાર્થ ત્યાં તારુ નકામો તુ ઝુરે શાને.

# ખતા

—ગજલ—

અરે ખુદાહુ દર ગુજર કરતો ખતાકરવી ઘટે,
આખુનને આજીહગી લેવી અને દેવી ઘટે.
હજારો છે મુનાસીખ જે કરતો આજીજી તેને,
ફરે છે બેવફા તેતો ખબર લેવી ઘટે તેને.
રહેતુ મોજમાં માસુક અને હરગીજ રહે કા,યમ
મગર અફસોસ અએ માસુક ખબર લેવી ઘટે તુને.
હવા તુંજ પલની પલટી ચમન તારો ગયો ઉડી,
ભજે તો ખેર કીસમતમાં ખુદા જો સાભળે તુને.
અમીરો તો ભરે ઇજ્જત ફકીરોનો તો એ બેલી,
મગર છે જે નવાજી તેહને ખેરાત તો દેવી ઘટે.
ફકીરોની ફકીરીમાં ખુદાની છે ખરી બરકત,
મગર જે માસુકી મસ્તાન શીક્ષા તો ઘટે તેને.
હવે તો માલદારોમા અને બે જારી બરકત.
કહે ભાઈ સુંણો ઇસ્માલ અરે ખબર ઘટે તેને.
અહેઓ હાથ પ્યારીનો ધરીને ઉરમા હીમત,
નકામુ છોડી દે ખાલી નથી તકસીર એ તુંને.

# સરોવર તીરે ભમતી બાલીકા

—લલીત છંદ—

અરર ઓ વિભુ આ શું કર્યું.
સમય અલ્પમાં સુખ શું હર્યું.
વિરહી કાન્તથી કેમ રે કરી,
અનલ જાળમાં સીઠને ધરી.

અરર ઓ પ્રભુ પ્રાણ જાયછે,
જીગર છીન્ન વીછીન્ન થાયછે.
વીરહ જાળને ઓલવો હરી,
અનલ જાળમાં સીઠને ધરી

કમળ વાડી વીરો ખીલ્યુ અહા
નિજપતી સવિતા નીહાળી હા.
હૃદય પદ્મમા વિકશે નહિ,
પ્રિય પતિ સવિતા વિના અરે.

[illegible]તા કુમારી બેઠી વક્ષને,
રેહ્ય ટુકડા થાય જોઇને;
સમર તિર અરે વિંધે અરે.

કર શોભા કરી કાન્ત સંભારે;
શિતળ સુરભી વાયુ લહેરી.

અન જાળશી દેહ દાઝતી,
પવન ઉગરી નાખ નાથ જહાં.

શિતલ લાગશે તુ ખચીત ત્યાં,
પિડીત આ દીસે કુમુદી સતી,
નિજ પતી સરીના વિના અતી,
પ્રિય સખી કુમુદિ દશા બુરી થઇ,
પ્રિય પતી વિના આકળી થઇ,
વિણ વેલડી વક્ષ સાથે આ,

હિમ ગૃહ સમા અંકયો અત્યા,
જળ વિના જુઓ જાન તરૂડે.
નીરખી આશ્ચર્ય બન્યું આયડે,

લતતિ વક્ષની રમ્યતા ગઇ,
ભૂમિતણી વળી રમ્યતા ગઇ

# દુનીયા દીવાનો છો કહે



—ગજલ—

આકીલ છો દુનીયા કહે યા—

બે અકકલ છોને કહે,

પરવા ન કરવાનો પ્રીય—

દુનીયા દીવાનો છો કહે.

એ ગુલ છે અંગારનુ—

દુનીયા ભલે એવું કહે

થંડક થતી એ આતશે

દુનીયા દીવાનો છો કહે

જાદુ તણી એ પુતળી છે—

નુરથી જાદુ ભર્યો

એ નુરથી અંજાએલો—

દુનીયા દીવાનો છો કહે.

ફરતો ફરી બેઠો રહી—
કરતો ખુદાની બંદગી,
ને ધ્યાન પુતળી તુજ પર—
દુનીયા દીવાનો છો કહે.
આ આગના શોલા થતા હું—
ખુદ દેખુ ચસ્મથી,
ખાક થઇ ઉડવા ધસુ—
દુનીયા દીવાનો છો કહે.
અકક્લ ગુમાવી દીલ બાળી—
બેસી રહે તો તાનમાં,
આ ભમુ ફાવે નહી—
દુનીયા દીવાનો છો કહે.
આ ઇશ્ક કેરા બાગમાં—
ગાતુ સદા મંજુલ રવે,
વન વન ફરૂંછુ સોધતો-
દુનીયા દીવાનો છો કહે,



# ગરીબોને તમારી પુત્રી આપોને

—ગઝલ—

અરે શું જોડલા વાળા તમારી પુત્રી આપોને,
રખડતા છે અરે તેને તમે તુરત પરણાવોને.
ગરીબો જે ઘણા વાંઢા અને પૈસે ટકે લુખા,
નકામા દીલ દુભાવીને તેમને કન્યા અપાવોને.
તમારી લાડકી દેવા તમો પેસા કઢાવો છો,
લઈ નાણા પુરે પુરા તમે કન્યા લજાવો છો.
અમારા દીલ અધીરા છે તમારી લાડકી લેવા,
સતાવી ના ગરીબોને તુરત અમને બુલાવોને.
બીચારા સ્નેહના મોઘા ફરે છે લાડકી લેવા,
ગ્રહીને હાથ પુત્રીનો ગરીબોને વધાવોને
ભલે ધનવાન હો તો હો ધણી તમ લાડકીવાળા,
ગરીબોની લીયો આશીશ તુરત કન્યા અપાવીને.
તમારેતો ખપે પેસા નથી પાસે હમારી તેં,
કયે ઇસ્માલ સુણો સેઠો તમારી પુત્રી આપોને.

---

# સંસારમાં માલતા મીયા

—ગજલ—

તપાસીને જુઓ સંસાર દુનીયાની વફાઈના,
ધર્યા છે લોક જેવા જ્યાં સનમની બે વફાઈના.
મીયા ભાઈતો રહે મસગુલ સુખ દુખને બહુ પાતા,
મળે પેસા કમાઇના મહોબતમાં ગુલીશ થાતા.
નથી ઘરમાં અરે ખાવા છતા બાહરે ફરે ટેટા,
મીલાવી રાજ માશુકથી રહે ગુલતાનમાં ટેટા.
લઈ કર્જે ઘણા વસ્ત્રો બહારથી મોજમાં ચાલે,
પડીને ઈસ્ક બાજીમાં ઘણા પેસે ટકે માલે.
વણોતરની જુવો હાલત કેવો થાયછે ધનવાન,
કરી પેસા ઘણા ભેગા જુદાઈને વધારે છે.
કરીને કર કસર તોએ ઘણા બંગલા ઉઠાવેછે,
ભરીને માલ લાખોનો સુખે જીંદગી સીધાવેછે.
વહોરાની કહુ વીતી ગણા પેસા કરે ભેગા,
સમય આવે તેઓ એકદી લડઇ મોટી જગાવેછે.

ચઢીને કોટ દરબારે હતા તેવા બન્યા બાવા,
કરી દુખદાઇ તેના દીલ ખરે દુસ્મન વધારે છે.

—દોહરો—

વાણોતરની નોકરી સુખ સંપીલી જાત
મીયાભઇના રોફથી કરે આભથી વાત

# સ્વાર્થી સગા

— ગજલ —

સગા સોધે ઘણુ સ્વારથ સગાઇથી મળી જઇને,
ધીરે રઇને ધરે સીરમાં વખત આવે ઘણો ખોટો.
હશુ ભરપુર મીલકતથી સગા સૌ આપણા થાશે,
ભઈ ભાડુ ધરીને ધીર હશે જે તે લઈ જાશે.
સગાને મારવા ગરદન સગા શુ કામમાં આવે,
વખત પલટેલ છે જયારે સગા સૌ આઘા ના આવે.
સગાના કામછે જુદા સગા જેના હશે તેના,
મરેલાને સહુ મારે સગાન. રાહછે ન્યારા.

સગાઓથી ભરેલો એ નસીબહીણુ તુજ ઇસ્માઇલ,
દઇને ધીર હશો હેતે સગાનો રાહ છે ન્યારો.

---

# ફેસનની ફીસયારી

હમેતો ફેનશીવાળા અમારો ચાલ જુદોછે,
હમારે કોટ ને પેટલુન પહેરવાનો ઇજારોછે.
તમે જો કહેશો તો હમે કહેવાના કે ચુકુલ,
નથી કોઇની અમને પરવા અમારો રાહ ન્યારોછે,
અમારી ફેનસીની વાત નથી દરકાર હમોને.
હમો સાઇકલ અને મોટર લઇને ગામમાં ફરવાના.
હમારા રાજની અંતે હમારા પાપની પુર્ણ,
અમારી વાત છે જુદી હમારો પંથ ન્યારો છે.
'આઇ ડોન્ટ વોન્ટ ટુ કમ' અમે જવાબ તરત દઇએ
અને પાછા ચડપ દઇને અમારૂ પૈડ ફેરવીએ.

અમારે ટાઇને કોલર વીના ચાલે નહી ઘડીએ,
નાજાનંદે હમે ફરીએ અમારો રાહ ન્યારોછે.
અમારો તો અરે ભભકો નથી કોઇનો જરા ઠપકો,
'ડીયર વાઈફ' કહેવાના અમારો રાહ ન્યારોછો.
'ઓ માય ફ્રેન્ડ' કહેવાના અને 'સેક હેન્ડ' કરવાના,
બજારે લઇને 'વીથ લેડી' અમારો રાહ ન્યારોછે.
'હુ મોરો વીલ ગો' કહીને આવીએ પાછા,
જુઓ ફેશનની પ્રીસચારી અમારો રાહ ન્યારો છે.
અમારે જોઇએ 'લેડી' નથી કંઈ દેશના ગાંધા,
મુકે છો નાતની બાડરે અમારો રાહ ન્યારો છે.
ન સૂઝે વીણ અરે ચસમા ખરે ફેશન લજાવેછે,
નથી કઇ લાજની પરવા અમારો રાહ ન્યારો છે.
કહે 'લેડી' સુણો 'હસબન્ડ' નથી કરનાર ખાવાનુ,
લજાવે ફેશનો મારી રસોઇઓ એક લાવોને.
જવુ નાટક અરે જોવા નથી કઇ કામ તમારૂ,
ધરીને ધીર હયામાં ટીકીટ એક બે અપાવોને.

તડાકા મીત્ર છે સાથે નથી કંઈ બાદ તેમાંરે,
ઘણું છે કામ તમ માથે ખરે તેતો ભુલાવોને.
આ ડેસ છે ખોટો નથી સાડી મુને ગમતી,
વધારી પોઝીશન તુરત તમો એક ડેશ લાવોને.
અધીરો જીવ રાખો છે નથી ફેશન તમારી કંઇ,
તડાકા મીત્રની સાથે મુને ફરવા જવા દોને:
નગમતુ ચાલીને જાવું મુને પગથી ઘણુ ખોટુ,
મુને સાઇકલ અપાવોને તમેતો ચાલતા આવો.
નથી કંઈ સોભતુ મુને અરે સ્ટોકીગ વીના કંઇ
તમે જઇને તુરત એક રેસમી સ્ટોકીગ અપાવોને.
અમારે કોચને ખુરશી વીના ચાલે નહીં ઘડીએ,
પધારી સામા સામુ ને પછી મીસ્ટાન ઉડાવોને.
ધરી ફેશન સ્વીકારી લ્યો અરે ઓ બંધુઓ મારા,
ધરીને માન ફેશનમાં તુરત તેમાં પધારોને.
અમારીતો અરે ઇજ્જત ઘણા જન દોડતા આવે,
કહે 'લેખક' સુણો ભાવે તુંરત તેમાં પધારોને.

# સવારમાં કુંડ સરોવરે ઉભારહી જોતા દેખાતો રમ્ય દેખાવ

—ઇન્દ્રવજા વૃતની ચાલ—

કસારજો આ સુન્દર અતિશે,
વિમલ વારે ભરીચુજ દીસે;
જે મંદ ઉછળે ક્રીશોર લહેરી,
સમાય પાછી જળમાં કુમારી. ૧
જો જો વયસ્મે દૂર પક્ષવેલી,
દેખા પ્રભાકર પતીને ખીલેલી.
સુગંધ ભોગી ભ્રમર ઉડેઆ
ગુંજાર કરતા ચોમેર જો આ. ૨
જો જો નીકટમાં કુમુદ વેલી,
પતીચંદ્ર વિના દુખમાં નમેલી
પ્રેમી પતીનો વિરહ થવાથી,
પરિતાપ પુરો પામે સુખેથી ૩
વિશાળ વૃક્ષે વિટળાઇ વેલી
જાણું પ્રીતને ભેટે રસીલી.

વેલી છવાયે મંડપ બન્યો છે
શિતલ તાએ હિમ ગ્રહ સમો છે ૪
આદર્શ રવીનુ જળે જણાએ,
તરંગ સાથે ઉચુનીચુ થાય.
લ્હેરીને ભાનુ ક્રીડા કરે છે.
જાણું રઘુવર હર્ષે રમેછે, ૫
ગહી સુગંધી શિતલ સમીરે,
સ્પર્શિ વાયુને સીતલ કરેરે.
સંયોગી પતી વધુ સુખ પામે,
વિયોગી ઘડી વિપત્ત વિરામે. ૬
અશોક નીઆ ઘટા શોક હરતી,
પેશી ઘટે કોકીલ ગાન કરતી
સુણી નીહાળી મન મગ્ન થાએ.
વ્યાધી ઉપાધી સઘળી પળાએ ૭
નીચી નજરથી ભુમી નીહાળો,
હરીત તણુતો ઉગેલ ભાળો.
હરીત વર્ણી જાજમ બીછાવી,
કે નીર નાથે સુસાડી સજાવી ૮

# સનમ હાવા ફર્યાં કરીએ

—ગઝલ—

શરાબે ઈસ્કના સાગર—
ભરી પીધા દીવાના થઈ,
ભુલીને ભાન તનમનનુ—
સનમ હાવા ફર્યા કરીએ.

સનમ તારા નુરે ચસ્મે—
ગયો દેવાઇ આડો પાટ,
બની આંખો છતાં અન્ધા—
સનમ હાવા ફર્યા કરીએ.

સનમ તારો મધુરો રવ—
શુણીને સાન સૌ ખોઈ
સદા મંજુલ સુંણાવાને—
સનમ હાવા ફર્યા કરીએ.

હતા એકાતના વાસી—
કરાવ્યો યોગ દુખ દાયી,
હમે તો યોગના યોગી—
થવા હાવા ફર્યા કરીએ.

હતા બાગે મહોબતના—
હમેતો બાગમાં માશુક.
થતા એ બાગના ઉજડ-
સનમ રડતા હવે ફરીએ.
હલાવીને સીને ખંજર-
સ્વ હસ્તે દર્દ વોરીને,
તબીબને સોધતા રયહાં ત્યાં-
સનમ હાત્રા ફર્યો કરીએ.

---

# સ્નેહમાં શુ દુખ છે.

(જવાબ)

અએ સખી પુછે મને કે સ્નેહમાં શું સુખછે,
પ્રસ્ન કરવાનો પતીકે સ્નેહમાં શુ દુખછે;
સ્નેહમાં જો સુખ નથી તો ભ્રમ બંદી બાંકને,
આગમાં પતંગ આ ખાક ફડે શાને બને.
જો ! જો ! વચસ્મા પદ્મને જો મીત્ર દીસે વીકશે,
ચન્દ્ર સામુ જોઇ જોઇ કુમુદી કેવી હશે;

ચન્દ્ર ને ચાહે ચકોરી ઉડતી ઉંચે ઉંચે,
સ્નેહમાં સંકટ હતે તો ઉડતી શાને ઉંચે,
સ્નેહના યોગી રહે સુયોગી એમાં સુખ છે,
સ્નેહમાં શુ દુખછે જો સ્નેહમાં સો સુખ છે.





## સ્નેહમાં શુ સુખ છે.

[ઉત્તર]

—ગજલ—

સ્નેહમાં શુ દુખ છે એવું પુછો જો તું મને,
સ્નેહમાં શુ સુખ છે ઉત્તરજ પુછુ હું તને.
સ્નેહમાં જો સુખછે તે ભ્રુંગ કાં મુંદે મરે,
ને બીચારૂં આ પતંગ કાં ખાક થઈ ઉડી જાય.
સ્નેહમાં છે સુખતો કંઈ કાં કમળ કરમાય છે.
સ્નેહમાં જો સુખ નથી તોકાં કુમુદ કરમાય છે.
હે વીચારી અમે સખી તુ સુખ શું સ્નેહમાં છે,
યોગી થયા વીયોગી જનના સ્નેહમા બહુ દુખ છે.

## —મંદાક્રાંન્તા—

જાતા ગીત્ર કમલીની નમી શોકથીગે સરેઆ,
ઉષ્ણ વાયુ સીતલ થઇ કે મંદ લ્હેરી સરેઆ,
થાશે પ્રેમી પ્રીયતી તણો યોગ આસે ઉલ્લાસ્યાં,
કુમુદિને રમણી મુખ શા ગુહસારે વીકાસ્યાં.
જોતા જોતા તીમીર સઘળે ભૂમિ પટ છવાયુ,
જાતા સન્તા રવીમહીપતી નેમ દીપે જમાવ્યુ;
દિવ્ય જ્યોતિ સ્ફુટક ચમક તેજ તારક ગણોનુ,
મંદાકીની મધી રમી રહ્યુ તેજ તારક શીશુનું.
થોડી વારે જૂ એ પટરે આછી પ્રભા છવાઇ,
નીશા નાથે તીમીર હરીયુ નીજ પ્રભા પ્રસારી;
ઈન્દે એ આધાર શીતલી કૌમુદીશા પ્રસારી.
ગીતાં ન્યા યુવક યુવાતિ શા મોરાજયા અગારી.



# હવે ફરીયાદ સાની છે

—ગજલ—

અરે ઓ પ્રેમના પ્યાસી હલાવ્યુ તેસીને ખંજર,
દઇને દીલ તેં દોટે હવે ફરીયાદ સાની છે.
વ્હેવા ખુનને દેતું નહિતો માટી છો થાતું,
સ્હેવાતુ નથી એ દુખ હવે ફરીયાદ સાની છે.

સનમના પ્રેમમાં લાગી કર્યું વિછીન્ન તારુ દીલ,
હવે તુ દર બદર ભટકે અરે ફરીયાદ સાની છે
હતી આશા કંઇ તારી અરે તે ઠાલવી દીધી,
પછીતે સાધવાને કાજ કહે ફરીયાદ સાની છે.

કદી ચમન જસે ઉડી કદી આ ખાલ પણ તુંટે,
આશકનો રસ્તો છે અવો પછી ફરીયાદ સાનીછે,
ચીતાવી ને ચીતાનારી કુદાવ્યો જીવ ત્યાં તારો,
ફરી બચવા કહે તુંતુ ? કહે ફરીયાદ સાની છે.

જગતમાં તુ થયો જોગી લહીને દરબદર ભીક્ષા,
પછી તેતો [illegible] ફરીયાદ શાની છે,

જહાંગે કોઈની તુને અને ત્યાંની નથી પરવા,
ખરે તુને જગાવાને કહે ફરીયાદ સાનીછે.
ઈશકમાં દીલ દઈ તારૂ સનમનો હાથ તે ઝાલ્યો,
જીગર તેતો છુડાવાને કહે ફરીયાદ સાની છે
હજુ જો માન્યાથી માને જીગરમે જો વધારીલે,
છતા તેના લઈ દીલમાં પછી ફરીયાદ સાનીછે.
જગતનો સ્વાર્થ છે ઇસ્માલ જગતનો તે થયો ભુંડો,
હજુ સ્વારથ છુડાવે તો પછી ફરીયાદ સાનીછે.

# બે કદર

—ગજલ—

અએ કદર દાની કદરના કોઈની તો કંઈ કરી,
બે કદર દાની હતી ત્યાં તો કદર મારી ગઇ.

ન્હારી લ્યાકતો જેની નીરંકુશ હાજતો તેની,
એ મુનાસીબ બેદીલો ત્યાં તો કદર મારી ગઇ.

કહ્યા સુખુન મોહોબતના ખુદાઈ ના ગણી મહેણુંગ,
ગણ્યો ના હુસ્ન જ્યાં ત્યાં તો ખરે બરદાસ્ત મારી

એ મલાયમ દીલ તારૂ મીકી કાતર કાતર્યું,
છે અરે અફસોસ ત્યાંતો બે કદર મારી ગઇ.

તારી મહોબતમાં મને તે ખાર કયાં બાદયો ખુદા,
મોજુદ આદર ગુલ છે ત્યાં તો કદર મારી ગઇ.

બહાવી ને જીગર ખુનમાં કરીને હોજ ત્યાં નાકયા,
ફરે ઇસ્માલ દેતો બોધ ત્યાં તો રે કદર મારી ગઇ.

# સરાબે ઈસ્કને છેલ્લી સલામ

—:ગઝલ:—

ખુદાના વસ્લ ખોનારા સલામોછે તને છેલા,
નરો! રો! રે હવે જાતા મજા જયાં હોય ત્યાં જાજા?
સદા ઇસ્કે મરેલાને ભરેલે હાથ તર રહેજે,
પડેલા હોય તેનેરે જરા ખુબ લાલી તુ દેજે.
પ્રથમ પ્યારી સનમને જઈ ખરે ત્યાં દર્દ તુ દુભવે,
દઈને વસ્લના પ્યાલા જરા ખુબ લાલી તુ દેજે.
પછી સંસારમાં જાજે જહા માશુક એને દીલભર,
જીગર લોભાતી તે આખે જરા ખુબ લાલી તુદેજે.
ખરી જેની મહેરબાની પહેલા પાપને ભેરે,
જીગરથી તે સમે દાબી તહાતુ લાલી ખુબ દેજે.
મગરના જા કદમ પાછો અહી તુ એક પણ ભરશે,
મહોબતની ખુશાલીમાં દર્દ દીલ તુ દેજે.
અરે ભોળા દીગરે ઇસ્માલ કહી તુ સ્વપને પહા સોચે,
કહુછુ હું કમનતાથી ઘણો દુર મુજથી તુ રહેજે.

# કોકીલાને



—શીખરણી—

મધુ કંઠે ગાતી કુદરત લીલા કુંજ વસીને,
સુણી દષ્ટે જોવા ઉપવન ફર્યો હું ઘસીને.

અરે થાકયો હુતો ફરી ફરી પરન્તુ તું જડીના,
ભમ્યા વૃક્ષે વૃક્ષે પણ તુ નજરે કયાંએ પડીના.

ભમી થાકી બેઠો તુંજ દર્શનની આશ તજીને,
ભમી બેઠો સુણુ મધુર સ્વરનુ ગાન ફરીને.

અરેરે ખુશીએ પલક મડી હા? ગુમ થઇ ગૈ,
બાડાકે તુ હાશે? ઉપવન તજી ક્યાં એ ઉડી ગૈ.

# એક કલીકાને

-ગઝલ-

રૂડી કુંજે વસેલી એ કલીકે પુષ્પના બનશે,
અતી નીર્દયકો વનમાંલી વિકસતા વેત હરી લેશે.
જગતના સ્વાર્થી છે લોકો સુપલ્લવથી અલગ કરતાં,
અરે પાપીણના રદયો રહેમ લવ લેશના ધરશે.
મધુ કર લઇ મધુ ચુસી કંઈ દુરદુર ભ્રમણુ કરશે,
કદી કોમલ દ્રુમે ડુબતાં નએ લુચ્ચા નજર કરશે.
જતા કરમાઈ પાખડીઓ અગર પુષ્પીલ ઉડી જાતા,
દઈ ફેંકી કઠીન જાગે જીવન વીન ભ્રષ્ટ તુજ કરશે,
નકીમત કેકદર છે જયા મૃન્દતા શાને ધરવી ત્યાં,
બને જેવા થવુ તેવા એરીતી ના કદી ભુલશે.
છતા ખીલવુ ગમે ખીલજે ખીલીને સ્વાર્થ તુ શીખજે,
અગર વિકશી મધુ કોમલ પ્રભુશ્રીને શરણ ધરજે.
પ્રભુશ્રીના ચરણ ધરતાં તુ સુદરતા અમ્રીક વધશે,
અગર યોગી પ્રવણના જે સદા સ્વાગત પ્રીતે કરશે

---

# અમારો ધંધો એવોછે

—ગજલ—

તમારો ધંધો એવો શું તમોના કામમાં બેસો,
અમારો તો ખરો ધંધો નથી કોઇ દેશમાં તેવો:
અમે બમ એક કાઢીશું લઇ કર્જે ઘણા નાણા,
હજારોને રડાવીશું અમારો ધંધો એવોછે.
હમારી બેંક છે મોટી હજારે આપીશું દશ રામ,
મળેતો આપીશું નહિતો અમારો ધંધો એવોછે,
અમારી બેંકની અંદર હજારોની ઉથલ પાથલ,
પછી કુટુંબને રડાવીશું અમારો ધંધો એવોછે,
સપને મીલ મોટી એક મંગાવી માલ સામાનો,
ચળેતો આપીશું ભાઇ અમારો ધંધો એવોછે.
હજારોના બની સ્થાપક અમારો મોટા સ્થાપીશું,
નહી કંઇ આપીશું કોને અમારો ધંધો એવોછે,
પછી પેઢી લખાવીશું ત્યાં બે આપણો સોદો,
બનીશું શેઠ મોટા ત્યાં અમારો ધંધો એવોછે,
અહી સટ્ટા કરોડોના હમો દુકાનમાં ભરશું,
પછી દેવાળું કાઢીશું અમારો ધંધો એવોછે

# સુધારકને ભલામણ

સુધારક મીત્ર મમ મારા સુણો કથની કહુ તમને,
લજાવ્યુ નામ પીતાનુ કહેવાનુ ખરૂ તમને.
હતો હુ ફેશને પુરો નતી પરવા મુને કોની,
ગુમાવ્યુ ધન અરે મારૂ કહેવાનુ હજુ તમને.
થયો હુ નાતમાં જુદો છતા ના ફેશને પુરો,
ધરો ફેશનમાં પુળો કહેવાનુ હજુ તમને.
વધુ ઈંગ્લીશ ભણ્યો તેન નથી કઇ ધર્મનો પાયો,
ખુદા સ્વપ્ને નકઈ આવે કહેવાનુ હજુ તમને.
ગણી જુદાઇ માબાપે ગણ્યો ના હુસ્ન ધર્મોમાં,
પ્રભુને પણ ન પહેછાને કહેવાંનુ હજુ તમને.
સુધારક સદગુણી તમછો કહેવાને નથી લાયક
ધરી ઉરમાં સ્વીકારી લ્યો કહેવા જે કહ્યુ તમને.
નથી કઈ સ્વર્થનુ મારૂ છુડાવા સ્વાર્થ તમ માટે,
બન્યો જેવો અરે બાવો ધરોના ઉર વીશેમાટે.
હતી વીતી અરે મુજને કહેવા તે થયો તતબર
કહે લેખક ઈસ્માલે કહ્યુ ઉપર લહો દીલબર.

# પંખી માટે દીવાનો થએલો મનુષ્ય.

—ગજલ—

અરે પંખી ગયુ તુ ક્યાં નથી કંઇ ભાન મુજનેરે,
મેં પાળયુ પ્રેમ ઉમંગે નથી કંઈ શાન તુજનેરે.
ઘસુછુ હાથ વીણુ તારા ગયુ મુજ હાંથમાં થીરે
ગયુ તુ કયાં અરે છોડી નથી ઉપાય મારોરે,
મે પાળયુ પ્રેમથી તુંજને હવે તર છોડયુ ને તુજને,
બળયુ આ જીવવુ મુજને બળયુ આ રહેવુ મુજને.
મે પાળયુ આજ દીન તુજને શરમ લાગી જરા તુજને,
નથી કંઈ વાક તારોરે થવાનુ જે થયુ મુજને,
કહેનો રાખ ચોળુ હું સરીર પરરે બધે મારા.
અને પાછો થઉ જોગી જગતમાં માગી ખાવાને.
દીવાંનો છે કહે દુનીયા નથી પરવા અરે તેની,
જગતમાંરે નથી રહેવુ નથી દરકારરે તેની.
અરે સમજુ થઇ શાણા નસર છોડો જરા તનરે,
હુ છોડે થયો બેહાલ દશા આ થઇ અરે મુજને.

# જુગારીને વિનંતી.

—ગજલ—

જુગારૂં શુ રમોભાઇ જુગારૂ જીન્દગાની ડુબ,
જુગારૂ છે અરે કેવુ જુગારીને જઇ પુછો,
જુગારેથી ગયો પૈસો નદીઠો કોઈ પૈસાદાર,
જુગારે રે ગઈ ઇજજત જુગારીને જઇ પુછો.
જુગારેથી થયા બેહાલ નકોઈ પાસ રહેવાદે,
નકોઇ વીસ્વાસ લાવેછે જુગારીને જરા પુછો::
જુગારૂંછે ઘણુ ભુડુ નથી પ્યારૂ પ્રભુને તે.
નસુજે વિણ અરે તેના જુગારીને જરા પુછો.
જગતમાં શુ કર્યું તેણે જગતનો તે થયો ભુંડો,
થયો તરે ખુદાનો ચોર જુગારીને જરા પુછો.
નથી દેતું કોઈ કન્યા નકોઈ ધીરતુ તેને,
સગો થાશે નહી કોઇ જુગારીને જરા પુછો.
જુગારૂ જન રમેછે જે કરૂંછુ વીનતી તેને,
કહે લેખક સુણો તમને જુગારૂ ના રમો કોઇ.
નથી કઇ સ્વાર્થનું મારૂ કહુંછુ સ્વાર્થ તમ માટે,
ન કરતા રે હવે કઇ ભુલ તમારા સ્વાર્થને માટે.

---

# શું તમોને બીડી પીવાનો શોખ નથી.



આજકાલના સુધારક ફેશનએબલ મહાન ગૃહસ્થોને માટે ખાસ અનુભવાથી દુકાન ખોલીછે,

જેમાં સોડા લેમન જંજીર સનલાઈટ સાબુ પાન તથા દરેક જાતની બીડી લવીંગીઆ તથા નખીયા કીફાયત ભાવે મલશે અને છુટક તથા જથાબંધ મલશે અને અગાઉથી ઓર્ડર આપ્યાથી ટાઇમસર માલ તઇયાર કરી આપવામાં આવશે.

## હરીગીત

ચમતકારી બીડી છે આ ધરી ઉરમાં સ્વીકારી લ્યો
નથી નડીયાદમાં તેવી અરે એવી અહી જોઈ લ્યો
તમો જો આપસો ઓડર હમો તુરત બનાવીશું
ધરી ઉરમાં સ્વીકારી લઇ હમે તં ટેમમાં આપીશું
સુધારક પ્રેમીજન મારા અરેના ભુલશો લેવા
ધરીને ધીર હૈયામાં અરે તે આવોને લેવા
ચમકતી નાર છે જેતે ન ભુલતા તે ખરીદવાને
હજારો રૂપીઆ દેતા નમલશે એવી બીડી મમને

વહોરા અબદુલભાઈ હસનભાઈ બીડીવાળા
મદારવડ—નડીઆદ

## અગાઉથી આશ્રય આપનારનાં મુબારીક નામ

| | |
|---|---|
| શેઠ ગફુરભાઇ હુસનભાઈ | ૦-૪-૦ |
| વોરા રસુલભાઇ અમદબાબુ | ૦-૪-૦ |
| વહોરા અભરામ મમદ મોનીઆ | ૧-૦-૦ |
| ઇસ્માલભાઈ હુસનભાઇ | ૦-૪-૦ |
| વોરા રેમતઉલ્લા અલીજી | ૦-૪-૦ |
| વહોરા અબદુલ અમદ | ૦-૪-૦ |
| ગપુર આરામભાઇ | ૦-૪-૦ |
| વોરા અભરામ મમદ ભટવી | ૦-૪-૦ |
| શેઠ મામુદભાઈ રીમભાંઈ | ૦-૪-૦ |
| રા. રા. ઇસ્માલભાઇ રહીમ ગુગરમાળ | ૧-૪-૦ |
| વહોરા અભરામ કાસમ | ૦-૪-૦ |
| વહોરા રીમભભાઇ રેમનભાઇ અલાદના | ૦-૪-૦ |
| વહોરા અભરામ રમતભાઇ | ૦-૪-૦ |
| શાહ ચીમનલાલ મોહનલાલ | ૦-૪-૦ |
| શાહ ચંદલાલ દ્વારકાંદાસ | ૦-૪-૦ |
| શાહ ચીમનલાલ ભાઇચંદ | ૦-૮-૦ |
| પટેલ ઓતમદાસ હીમતલાલ | ૦-૮-૦ |

